Reg. No. 61

શ્રી.

# ગયબી ઈન્સાફ

## નાટકના ગાયનો.



શ્રી નરહરિ પ્રાસાદિક નાટક કું.

માટે

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

**જમનાદાસ વસનજી ઠક્કર.**

મેનેજર શ્રી ન પ્રા ના. કં.

આવૃતી ૭ મી    પ્રત ૧૦૦૦



---

સેંડહર્સ્ટ પ્રીન્ટીંગ પ્રેસમા શેઠ મણીલાલ શીવલાલે

છાપ્યું બોરડી બજાર-વીરમગામ

---

સંવત ૧૯૮૦    સને ૧૯૨૪.

કીંમત ૦-૪-૦

# " ગચ્બી-ઇન્સાફ " નાટકના મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.

બહાદુરેજંગ.... ... .... ... ઈરાનનો બાદશાહ.

ગુલશાહ ... ... .... ... મલેકપુરનો અમીર.

આફતાબ
મહેતાબ } દરીઆબારના જાગીરદાર બખત્યારશાહના પુત્ર.

અર્જબાન .... .... .... .... સુલ્તાનાનો અંગરક્ષક.

હીમજી .... .... .... .... મલેકપુરનો હકીમ.

ખુશરોખાન.... .... .... .... મલેકપુરનો વકીલ.

ખુદાદોસ્ત .... ....એક ફકીર ભુતકાળનો બખત્યારશાહ.

## સ્ત્રી પાત્રો.

સુલ્તાના .... ... .... ....મલેકપુરની શહેનશાહબાનુ

ગુલજાર .... .... .... ...ગુલશાહની પોષેલી પુત્રી.

દિલબર .... ... ... ... ગુલશાહની પુત્રી.

ખુરશેદ .... ... ....અનુભવી બુઢ્ઢી ગુલશાહની બેન.

પરવીઝ .... .... ...સુલ્તાનાની કનીઝક.

સમરૂખ .... .... ... .... હીમજી હકીમની સ્ત્રી.

શીરીન .... .... .... ....ખુશરોખાન વકીલની સ્ત્રી.

તે સિવાય વજીર, જાલીમ, મસ્તાન, અર્દશીર, નાચકાઓ દરબારીઓ, સિપાઇઓ વિગેરે વિગેરે,

# ખાસ યાદી

" મલેકપુરની શહેનશાહબાનું સુલ્તાનાએ એક બખ્ત્યારશાહ નામના પોતાના દરીઆબાર મહાલના જાગીરદારને કુંવારો સમજી તેનાથી પ્યાર જોડેલો, ને તે પ્યારના પરીણામે સુલ્તાનાને હમેલ રહ્યા બાદ બખ્ત્યારશાહ પરણેલો છે તથા બે પુત્રોનો બાપ છે એ ખબર પડે છે, ને પોતાના રાજ્યમાં એક પર બીજી ઓરત કરનારને સખત સજાનો કાયદો હોવાથી સુલ્તાના ગભરાય છે. ને પોતાની ભુલ દાબી દેવા ખાતર બખ્ત્યારનો પ્યાર બહાર ન પાડતાં તેને બીજા ગુન્હામાં લાવી ઇરાનીશાહ બહાદુરે જંગની મદદ લઈ, તેને ઇરાન મોકલી જન્મ કેદ કરાવે છે તેની પરણિત ઓરતને ઝેર આપી આફતાબ અને મહેતાબ નામના તેના પુત્રોને જંગલમાં મોકલી પોતે કાંઈ કામને બહાને પ્રદેશ જઈ એક ગુલજાર નામધારી પુત્રીને જન્મ આપી તે બાળકીને એક અજાણી ખુરશેદ નામની બાઈને સ્વાધીન કરી પોતે મલેકપુર આવે છે. જેને ગુલઝાર સોંપાણી તે ખુરશેદ મલેકપુરના રહીશ એક પૈસાપાત્ર અમીર ગુલશાહની બેન હતી. પણ સુલ્તાનાથી આ વાત અજાણ રહી. મોટા પેટની ખુરશેદ પણ આ ભેદ સંભાળથી સાચવી રહી ને દીવસો શાન્તિમાં જવા લાગ્યા, ત્યાર પછી લગભગ આઠ દસ વર્ષે જંગલમાં રખડતા આફતાબ અને મહેતાબને સુલ્તાના લસ્કરી નોકરી આપે છે પછી થોડે મહીને આફતાબનો પ્યાર ગુલજારથી અને મહેતાબનો પ્યાર ગુલશાહની પુત્રી દીલબરથી જોડાય છે. આ વાતથી અજાણી સુલ્તાના એક વખત ગુલશાહની હવેલીમાં પધારે છે, અહીંથી આ નાટકની શરૂઆત થાયછે

શ્રી.

# ગયબી-ઇન્સાફ.

## નાટકની પ્રવેશવાર હકીકત.

## અંક પહેલો

પ્રવેશ ૧ લો—અમીર ગુલશાહને ત્યાં સુલ્તાના આમંત્રણ સ્વીકારી આવેછે ને ગુલજારને ઓળખી તેનો પ્યાર આફ્તાબથી બંધાયો જાણી ખીજવાય છે ને તેમ ન બનવા દેવાની તજવીજ કરે છે ને પોતાના સરદાર મઝંખાનથી ગુલજારને પરણાવવા ગુલશાહને સમજાવે છે

પ્રવેશ ૨ જો—સ્ત્રીઓની ઉન્નતિ કરવા સુલ્તાનાએ કેટલાએક ખાસ હક્કની બક્ષીસ સ્ત્રીઓને કાયદા મારફત આપેલી, તેનો ઉપરી અધિકારી પોતાના હકીમ લીમજીને નીમેલો તે તથા મદદનીશ અધીકારી વકીલ ખુશરોખાન ઉપરતા કાયદાને કઈ રીતે અમલમાં મુકવો તેનો વિચાર કરે છે અહીં લીમજીની સ્ત્રી સમરૂખથી ખુશરોખાનની અને ખુશરોખાનની સ્ત્રી શીરીનથી લીમજીની યારી થાય છે.

પ્રવેશ ૩ જો—સુલ્તાના ગેરવ્યાજબી પ્યારને તોડી પાડવા આફ્તાબ તથા મહેતાબપર રાજ્યદ્રોહના ગુન્હાનું તહોમત મુકી બંનેને દેશપાર કરે છે ને તેની પાછળ દગાથી બંનેને મારી નાખવા મઝંખાન તથા પરવીઝને મોકલે છે.

પ્રવેશ ૪ થો–દિલઅરુ પાસે છેવટની મુલાકાતે આવેલો મહેતાબ મર્ઝબાનને ગુલજારપર જુલ્મ કરતો અટકાવે છે અને ત્યારબાદ આફતાબની પાછળ મલેકપુર છોડી જાય છે. સુલતાનાના ફરમાન મુજબ મર્ઝબાન પણ તેની પાછળ જાય છે.

પ્રવેશ ૫ મો—મરદ પ્રમાણે ઓરતના હક્ક છે.એ વાક્યનો અવળો અર્થ ઉપજાવનાર લીમજી તથા તેની સ્ત્રી સમરૂખનો વિવાદ ખુશરોખાન સમરૂખની તરફેણ કરે છે, લીમજી કંટાળી સમરૂખને પીયર વળાવી, શીરીનથી દિલ રીઝવવાના વિચાર કરેછે. ખુશરોખાન અને સમરૂખ વચ્ચે પણ તેવીજ ખાનગી ગોઠવણ થાય છે, અને દરેકના મનમાં લીમજી હકીમનું ઘર સંકેત સ્થાન નીમાય છે.

પ્રવેશ ૬ ઠો—મર્ઝબાને આગળ આવી આફતાબને કાળા કિલ્લામાં મિજબાન બનાવી ભેદી દાદરથી પછાડી મારી નાખવા કરેલી યુક્તિને પરવીઝ નાબુદ કરે છે. એટલે જીવતો રહેલો કેદી આફતાબ કાળા કિલ્લામાં અફસોસ કરે છે, ત્યાં ઉપરનીજ રીતે મર્ઝબાન મહેતાબને ફસાવી લાવેછે. આફતાબ તેને બચાવેછે. મર્ઝબાન ઓળખાય છે. પરવીઝ ગયબી ઈન્સાફનો ખ્યાલ તેને આપે છે.



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—દીલબરનો જન્મ દિવસ હોવાથી મોડીરાત સુધી આનંદ કરી સૌ સહીયરો ગયા બાદ દીલબર અને ગુલજાર દીલના દર્દની પીડા કથે છે, ત્યાં કાળા કીલ્લાના દાદરથી ઈજા પામેલા મહેતાબનો સંદેશો દીલબરને આપવા કીલ્લાની બારી વાટે નાશી છુટેલો આફતાબ છુપો આવી મળેછે તેજ તકે કીલ્લામાં બને ભાઈને કેદ થયા જાણી મલેરપુર પાછો ફરેલો મર્ઝબાન પણ ગુલજારને ઉપાડી જવાના ઈરાદથી છુપાતો આવેછે ને આફતાબને જોઈ તે અજબ અને જાહેર થાયછે આફતાબ પકડાઈ જવાની બીકે તેને પીસ્તોલ મારી દીલબરનો સંદેશો લઈ સટકી જાયછે. ઘાયલ થયેલા મર્ઝબાનને ગુલશાહ પોતાને ઘેર સારવાર માટે રાખેછે. ને સુલતાનાને ખબર આપેછે. એટલે સુલતાના પરવીઝ મારફત ગુલજારને પોતાની હજુર બે લાવે છે. પરવીઝ, ગુલજારને પાછી સોંપવી તે શરતે ખુરશેદ પાસેથી તેડી જાય છે

પ્રવેશ ૨ જો—સુલતાના ગુલજારને આફતાબ ભુલી મર્ઝબાનથી પ્યાર કરવા સમજાવેછે. ગુલજાર નથી માનતી એટલે કેદ કરેછે પરવીઝ પોતે આપેલાં વચનની વાત કહેછે પણ સુલતાના ગુલજારને છોડવા ના પાડે છે, તેથી તેમજ કાંઈક દયાવાન હોવાથી અને ખરી રીતે મર્ઝબાનને ચાહતી હોવાથી ઉશ્કેરાઈ સુલતાનાને પાયમાલ કરવા અને ગુલજારને છોડાવવા પરવીઝ હીમ્મત કરેછે,

પ્રવેશ ૩ જો—હકીમ બહાર ગયોછે તે તકનો લાભ લઇ સમરૂખ ખુશરોખાનને પોતાને ઘેર તેડી લાવી આનંદ કરેછે. ત્યાં લીમજી હકીમ આવેછે એટલે ખુશરોખાન ગભરાઇ એક પાણીના પીપમાં છુપાયછે ને સમરૂખ ઘરમાં જાયછે. લીમજી સમરૂખને પીયર ગયેલી જાણી શીરીનને સાથે લાવેલો, પણ સમરૂખ ઘરમાંછે એ જાણતાં શીરીનને પાણીનાં બીજા પીપમાં છુપાવી દે છે ને પોતે સમરૂખ પાસે જાય છે.

પ્રવેશ ૪ થો—સારવાર માટે ગુલશાહે ઘરમાં રાખેલા મર્ઝબાનના ઓરડામાંથી દીલબરને સુલતાનાની મહોર છાપવાળો એક પત્ર હાથ આવેછે. તેની મદદ વડે કાળા કીલ્લામાં ફસાયેલ મહેતાબને છોડાવવા દીલબર ગુલશાહની જોડે જવા તૈયાર થાયછે ત્યાં સાજો થએલો મર્ઝબાન આવી ગુલશાહનુ ખુન કરી દીલબરને છતરી ઉપાડી જાયછે

પ્રવેશ ૫ મો—પરવીઝ સુલતાનાની મહોર ચોરી તેની મદદ વડે ગુલજારને છોડાવી બન્ને કાળા કીલ્લા તરફ નાસી જાયછે. પછીથી ગુલજાર તથા પરવીઝના જવાથી છેડાયેલી સુલતાનાને ખુરશેદ દગાવેછે જેથી સુલતાના તેને પણ કેદ કરી મારી નાખવાના પેરવી કરેછે

પ્રવેશ ૬ ઠો—પીપમાંથી ગભરાઇ બહાર નીકળતાં શીરીન અને ખુશરોખાન છતાં થઇ જાયછે. ને પરસ્પર માફી માગી લીમજી તથા સમરૂખને બનાવવાની તજવીજ કરેછે. એટલામાં હકીમને સુલતાનાનુ તેડુ આવતાં શીરીન તથા ખુશરોખાન ફરી છુપાઈ

જાયછે પણ છુપાતી વેળા બન્નેનાં કપડાં તથા પીપ ભુલથી બદલાઈ જાયછે. લીમજી દરબારમાં જાયછે. પાછળથી સમરૂખ ખુશરોખાનને પીપમાંથી કાઢવા જતાં ત્યાં શીરીન દેખાય છે. ને સમરૂખ ગભરાયછે.

પ્રવેશ ૭ મો—કાળાકીલ્લા પાસે રહેતા મસ્તાન નામના ભરવાડને ત્યાં ઉતરેલ આફ્તાબ સાથે દીલબરની ભેટ થાયછે બન્ને કાળા કીલ્લામાં જાય છે.

પ્રવેશ ૮ મો—પહેરેગીરનું ખુન કરી લીમજી હકીમને પોતાનો પોશાક પહેરાવી ખુરશેદ જેલમાથી છટકી કાળાકીલ્લા તરફ જાયછે. આ ખબર સુલતાનાને થતા પોતાની વાત જાહેર થવાની બીકે ગભરાય છે, ને બાજી રીતે બચાવ કરવા ઇરાન જાયછે.

પ્રવેશ ૯ મો—કાળા કીલ્લાના સરદાર અર્દશીરને સમજાવી મર્ઝબાન મહેતાબને ફાંસી દઇ દેવાની ગોઠવણ કરેછે. ત્યાં આફ્તાબ દીલબર, પરવીઝ, ગુલઝારઅને ખુરશેદ આવી મહેતાબને છોડાવેછે ને મઝબાનને ફાંસી અપાવે છે.

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—સુલ્તાનાની સરહદમાં સલામતી નથી એમ સમજી તમામને લઇ ખુરશેદ ઇરાનનાં આવી ખુદાદોસ્ત નામના ફકીરને ત્યાં મુકામ કરી ઇરાનના બાદશાહ પાસે ફરીયાદ કરવા જાયછે.

પ્રવેશ ૨ જો—ઇરાનમાં બખત્યારશાહને લેવા આવેલી સુલ્તાના ઇરાની દરબારમાં જાયછે

પ્રવેશ ૩ જો—ઇરાનના શાહ બહાદુરેજંગ પાસે ખુરશેદ આવી સુલ્તાનાની ફરીયાદ કરેછે. એટલામાં સુલ્તાના આવેછે. તમામને જોઇ ગભરાય છે. બાદશાહ પાસે બખત્યારશાહની માગણી કરતાં તે નાશી ગયો છે એ સાંભળી વધારે હેરાન થાયછે. ને ફરીયાદ કરવા આવેલી ખુરશેદનું ખુન કરેછે આખર ખુદ દોસ્ત બખત્યાર શાહ રૂપે જાહેર થાયછે. આફતાબ અને ગુલજાર પોતા વચ્ચે બેન ભાઇનો સંબંધ જાણી દુઃખી થાયછે સુલ્તાના પોતાના કૃત્યથી પસ્તાયછે

પ્રવેશ ૪ થો—શીરીન, સમરૂખ અને ખુશરોખાન મળી લીમજીને બનાવે છે. ને છેવટ નવા કાયદા ને નમસ્કાર કરેછે.

પ્રવેશ ૫ મો—પ્યારમાં આશાભંગ થયેલી ગુલજાર ઝુરી ઝુરી પ્રાણ તજે છે. આફતાબ આ બનાવથી ઉશ્કેરાઇ આત્મઘાત કરે છે.

પ્રવેશ ૬ ઠો—શોકસમુદ્રમાં ડુબેલી સુલ્તાના ઝેરપી આત્મઘાત કરેછે.

પ્રવેશ ૭ મો—મહેતાબને મલેકપુરની શહેનશાહત સોંપાય છે, ને તમામ કામમાં ગચબી ઇન્સાફની ફતેહ થાય છે.

શાન્તિ શાન્તિ શાન્તિ

# ગરબી ઈન્સાફ

## નાટકનાં ગાયનો

### અંક પહેલો

ગુલઝાર— ૧

રબ હરદમ રટ નામ જીવરવા
બલક ખેલ દુઃખ રૂપ વિચારી—રબ૦
માત તાત વિણ જેણે નિભાવી
આપશે હજુ એકરાર—રબ
એજ સંબંધી અને હિત ચાહક,
એજ સુખ તણો સાર—રબ૦
પલક પલકમાં જે પલટે છે,
તે જગ પ્રેમ વિસાર—રબ૦
બાંય ગ્રહી પછી કદી ન છોડે,
એથી અમર કર પ્યાર—રબ૦

દીલબર— ૨

સ્હેલું પરને જે કહેવું તે પોતાને સહેવું.
પડે તો નડે નાં કોઇ કોઇને—સ્હેલું૦
પોતે પોતાને કામ, રહે રાચી તમામ,
તે બળેનાં બીજાનાં ચરિત્ર જોઇને સ્હેલું૦
રંગ જાણે રંગાયું જે રૂડે રંગે
કેમ જાણે રાખેલું જેને ધોઇને સ્હેલું૦

ગુલઝાર ૩

મારી ઘેલી ઓ બેની ખુમારી આ શેની,
બોલાવે છે બે લો શાણી ફોઈને–મારી૦
હિત બાળકનું જોય એવું જગમાં નવ કોય,
માટે રહેવું વહાના વેણે મોડીને–મારી૦

કંચનીઓ— ૪

મેં બાલી ભોલીકું સૈયાં દુઃખ દે ગયો,
સૈયા દુઃખ દે ગયો જાનું કછુ લે ગયો—મેં૦
ગલિયન કુંજમે, પરિમલ પુંજમેં,
આઇ અચાનક નકટ નિઠર ભયો—મેં૦
સબ અંગ જકરી બેની શીર પકરી,
અધરસેં ઝગરન અધરનકું ઠહયો—મેં૦
કુસલાયકે સમજાયકે બહેલાયકે દીલકી કલી,
ચલ ચલ સખી તે.હેદેકે કુચ્છ કડી લે ગયો દુર્ઘટ ગલિ.
ફીરતો નાડીં તનકી રહી શુદ્ધ બુદ્ધ કહું કૈસે અલિ,
હુશીયાર હુઇ જગમેં અકેલી ડગર પછિતાતી ચલી
જરીસી નિહાલ ભઇ બંધાત બેહાલ ભઇ,
ચિતકો ચકોર ચોર કરસે સરક ગયો,
કરસે સરક ગયો નહી કચ્છુ કહે ગયો—મેં૦

દીલબર— ૫

ફરે ફુલી ફુલી ફરેરે, અમલનો અજબ દંડ જે ધરે,
ગમે તે કુડાં કામ એ કરે; ભલે જશ ભરે તરે કે મરે ફરે૦

કદી ન ઓળખે ભય ભલાઈ કે અકળિત કુદરત ખેલ
સદા દિવસ ગણી સરસ આપના, કરે કાળથી ગેલ,
મસ્ત થઈ કરે કાળથી ગેલ દિલે નહી જરી ડરેરે—અમલ
અમલ કેફ જે જીરવી જાણે તેને આવે લ્હેર,
મર્કટ મદિરા પાન કરે તો કરે કારમો કેર.
રંકપર કરે કારમો કેર, અંતતો ખરૂં તરેરે—અમલ૦

લીમજી—ખુશરો ૬

ફરી જનારે હવે સિતારો દુનિયાનો ચારો
આશક માશુકના સામાન હક્કનો થાતાં આધારો
હુશીયારી ઈમાનદારી નારીની સારી કરનારો.
ને સાચા સુખનો ભલા નશીએ દેખાયો કિનારો
હવે ફરો મીસીસની સેવા, તો ખાશો મીઠા મેવા,
મતિ પાનીપર ઓરતની કહે તેને જુત્તા મારો—ફરી૦
માન પાનના મિલાવડામાં થવું હોય હુશિયાર,
વળી ઈજ્જત દોલત અને ચાંદના જોહો ઈન્તેજાર
તો મારૂં તારૂં એ ઈર્ષ્યાને રાખોનાં તલભાર
ને જયાં દેખો ત્યાં ઓરતના થાએ ફર્માબરદાર
તો ખુદા પાસ નહિ જઠશે એ સ્વતંત્ર સુંદરી રળશે,
ને કરશે નરને નશીબવંતા છે રસ્તો સારો—ફરી

સુલ્તાના— ૭

નામ આ પાવન શું ભુંસાશે,
હાય તો તો પ્રલય થાય, જીવવું વૃથા ગણાય,

૧૧૨૧૧



ગેબી ગજબ જગ જણાય—નામ૦
એક ખોઉં આવો તોર, બીજી બનું ખુદાનીચોર
એ ન થાવા પ્રેમ દોર, તોડી રહું સદા હુલ્લાસે—નામ૦

આફતાબ–મહેતાબ—— ૮

છે સલામ તુને અય બે કદર જુલ્મિ જીગર નવ કર,
સલામ સલામ —છે સલામ૦
છે અધિકાર મદ મૃગજળનું પાણી.
સમજ સમજ નથી અંત સુખની નિશાની-છે સલામ૦

સુલ્તાના

છોડ જીકકર, શીદ તોડ જીગર, ઝટ છોડ નગર, અભિમાની
છે ઘર સુંદર જ્યાં નથી નોકર તું સમ નાફરમાની,

આફ૦–મહે૦-

સુઝશે બુઝશે કદર આવતાં કચરાની– છે સલામ

દીલબર— ૯

આશું તન કંપે નવ આજે મારૂ મન જંપે
સાંભળીયા માઠા સમાચાર દુઃખદેણ,
પ્રિયતમ જાવાના, વ્હાલાના વિયોગ થાવાના
આવ્યા શું દિવસો રોવા ભરી ભરી નેણ–આશું૦
તન બાગ મન ડાળીમાં છે........લાગી,
પ્રીતિ કળી રઢીયાળી એ........ભાંગી,
રંગઢોળાણા કયો પાપીઓ વાયુ થયો દુઃખદેણ–આશું૦

મહેતાબ— ૧૦

હતું પાંજરે હેમને પણ જાણી દુઃખરૂપ:
ઉડી પંખીડું જાય છે, લેવા સુખ અનુપ.
પણ તે સુખની વાટીકા પ્રફુલ્લીત આંહિ જણાય.
બાકી વન સુકાં ઘણાં પણ ત્યાં રહ્યું ન જાય,
છતાં જશું હા ! હાલતો ફરી હશે તુજ વ્હાલ,
તો ફરશું તુજ છાંયડે, નહીં તો બુરા હવાલ.

દિલબર— ૧૧

સાચો ભરૂંસો રાખી શાણા કીરતારનો.
વિચરો મન ધાર્યાં કરવા વ્હેલારે વ્હાલા—સાચો૦
મુરખને હાથ ચડશે, હીર ને કાચ ગણશે,
પારખડાં દેશે મીઠાં માનરે વ્હાલા—સાચો૦
ગુથીરા હું વાટ જોતી પ્હેરાવા માળ મોતી
નિર્ભય થઇ વળજો અપું જાનરે વ્હાલા—સાચો૦

ગુલજાર ૧૨

રાહ જુએ બેસી ઝરૂખે બિચારી; વારી, વારી,
પુછે પંખીને પ્રેમ હા; કયાંછે: એ મારે વિહારી: વારી, વારી,
રાહ જુએ૦

ઝુરેછે પે ક રી પોકારી પોકારી, દે આવી દિલાસે એ હ રી
બાજ દિલાસા નકામા જણાતા ને જીન્દગાની આકારી
પ્યાર કરતાં પ્રથમ જો જણાય પ્રેમ પીડા આવી

ફરી તો તો દેશ વિદેશ, સમજ દેત, દુઃખદ હેત,
નીકળી એ ર, આશક ઢંઢેરે: કરમાં ખારી-રાહ જુએ

લીમજી- ૧૩

બીબીની ખુમારી, મીયાંની ખુવારી,
કરી દીએ ભારી, જીવતા દે મારી;
આતો નહી સારી, કાયદાની બારી-બીબી
માંહેથી ન્યારી, ઉપરથી પ્યારી,
સોનાની કટારી, જીવની લેનારી,
પેહું મોટું શુળ, બીબી બાઇ બ્યુટીફુલ,
મારે મોટાં મોટાં ફુલ, કહ્યું કરે નાં કબુલ,
હવે લાગે ખારી, આતો તાબેદારી,
જમાના છે તારી, બુરી બલિહારી—બીબી•

આફતાબ— ૧૪

ન્યાય તુજ દરબાર નથી શું સાચ જુઠ તણો ખુદા,
જે કરે ફરમાન તારાં, ભુલી કુડાં કામરે,
તે અમીર તમામરે, સાફ દિલ શીર આપદા-ન્યાય૦
રહેમના દરિયાવ અમપર કર નજરને આપરે,
તું અદલ ઈન્સાફરે, નેકીનો કર જય સદા-ન્યાય૦

## અંક બીજો.

દિલબર— ૧૫

બળે હૈડાનું હીર, ઝરે નયનોમાં નીર, શું કરે મેના કલ્પાંત,
રટી પોપટજી નામ દિવસ રાતડી,
પડી પાંજરે રીબાત નાં તું જાતડી,
જોજે બાપુડી ન જાય ફાટી છાતડી,
થશે એમતો હું કરીશ કોથી વાતડી—બળે૦

### સાખી,

દુઃખ પછી સુખ પણ આવશે, બ્યોગ થશે સંયોગ,
તું જેવા બહુ ભોગવે જગમાં રાગી રોગ.
જો જરી ઉડીશ તો કપાશે તુજ પાંખ.
બાઇ બેન જગપિતાની રાખી બેસ ભાંખ,
આવશે ઉડી ગયેલ પ્રણયિ પ્યારો કીર—બળે૦

દિલબર— ૧૬

ફુલી ફાલી એને જુવાની ન જાણુ
દિવાની છે એ તો કરે મોટી હાણુ,
કમળ ખીલે, પણ નં ઝીલે, ભ્રમર તો શું લ્હાણુ—ફુલી૦

ગુલજાર— ૧૭

સમજી હવે મમ ડાહી દિલબર સર્વ તારી વાત,
એ જુવાની છે ભયભરી જેમ ચંદ્રમા વિણુ રાત

ઉપવન રૂડાં જોબન વિશે રમનાર જો નહિં પાસ,
કળીઓ ખીલી તાપે તપો કરમાઇ તજશે વાસ,
જુવાની નામની, એ તે શા કામની, જેવું ને રોવું,
કયા મનડું ધોવું, છે મુંગાનું સ્વપ્ન.

દિલબર—એ નહિં જુવાની જાણુ પ્રાણુ હાણુ—ફુલી-

ગુલજાર—

૧૮

કોઈ નથી કીસ્મતથી મોટું સારૂં નઠારૂં કરવાને,
ખેલ ખાલી ખટપટના કરતા અંત મુરખડા મરવાને
શુકને પકડી પ્રીતે પાળતા મહિપતિ મન મુદ ભરવાને
કપોતને સહુ કંકર મારે, અપશુકને ઉગરવાને
ઉંચ નીચ કરનાર ભાવી તો શું ધરવીપર પરવાને—કોઇ૦

સુલતાના—

૧૯

પ્રેમથી ક્ષેમ નહીં થાશે ધરે શાને ત્યાંજ-
રહેમ દિલ મારૂં—પ્રેમથી૦
જીગર થા કારમી, ક....ટા—રી ઝેરી.
નહિ તો થશે સુખ ધુળ તારૂં—પ્રેમથી૦
છુપો છે આ દાગ તે દે....ખા....ડુ કો...ને
મુરખ બનું નથી એ થનારૂં—પ્રેમથી૦

પરવીઝ—

૨૦

જગમાં જુઠી ઠરૂં, મુખ શ્યામ લઇ ;,
એથી અધિક છે ભલું જો ઝેર પી મરૂં;

શીદ બીક હું ધરૂં, હવે સુઝચું કરૂં,
ફના ફના એ ભાવના ભરૂં;
રૂંવે રૂંવે ખરૂં, વિષ વેરનું ધરૂં,
કાળી નાગણી બની પુંઠે સદા સરૂં;
જર જોરને હરૂં, દિલ ખુશ કરીફરૂં,
ફના ફના સુખ માત્રને કરૂં:

લીમજી— ૨૧

ચાલ ગોરી સુધારાની સંગી નિતનવરંગી.
બુટ્ટી બેહાલીની ચાલ— ચાલ૦

સમરૂખ—

જોડલાં પ્યારાં રહે ન ન્યારાં સાચા સુધારામાં

લીમજી—વાહ વાહ વાહ— ચાલ

દિલડાં નરતા જ્યાં ત્યાં ફરતાં હડકાયાં,
મીઠી વાત કરતા; બીજે જઈ ઠરતાં બહુ ડર્યાં.
કેવા, સારા, ધારા, સારા,
પુરાનુ પોહાડો કબરમાં લ્યો મ્હાલી—ચાલ

દીલાબર— ૨૨

દુતિ મમ ડાહી પત્રિ લાવજે વેગે વિનવિ,
પુંઠે પડીને પાપીએ પ્રિય લીધો છીનવી -દુતિ.
વ્હાલો લાલો મારા ચિતનો ચોર,
બાંધી ગયો મને પ્રેમને દોર,
તારી હુશિયારી ભારીથી મોહનને મનવી—દુતિ.

ગુલજાર-- ૨૩

ફક્ત લે લાગી સનમના નામની,
શી ખુમારી ઇશ્ક રસના જામની;
દિલ ઉડે છે આ ગગનને ભેદીને.
ચાહે તે દિલપર, સીતમ ગુજર;
એ પરવા હું બની— ફક્ત૦
મારૂં બુલ બુલ રહો મુબારક બસ થયું,
કર કતલ આ દિલ, અગર બિસ્મિલ્લા;
છું હું એ કામની— ફકત૦

પરવીઝ— ૨૪

પ્રિય સખી ચાલ નિડર થઇએ ને કહીએ,
વિધ વિધ જે વીતી દિલાસો એક બીજાથી લઇએ;
નેકીથી ચાલતાં જે સરપર વિપત તે સહીયે—પ્રિય

ગુલ- બ્હાર કરી ઉપકારી ઠરી છો પ્રેમ ભરી બલિહારી,
સુંદર સુખકર મોહન મંદર માર્ગની તું દાતા,
જીગર આ એની અમર કટોરી થઇ.

પર- વારૂજી સરૂ જી બોલ્યું તમારૂ જી વિવેક,
મુકીને ચાલ ચુપ કર.

ગુલ- છે જ્યાં જીવન જઇએ— પ્રિય૦

ખુરશેદ- ૨૫

હવે સમજ શહેનશાહ શાણી, કર કાંઇક સુકર્મ કમા
બાંધી મુઠીએ આવી જાય છે હાથ પસારી પ્રાણી!

આ સહુ જુઠું સાચાં સંગી પાપ પુન્યને જાણી;
કર કાંઈક સુકર્મ કમાણી— હવે૦
શું મલકાતી રાંક રૂધીરથી નિપજેલું સુખ માણી
ઉંડાણમાં જો એ સુખ દુ:ખ છે જેવુ હીમનુ પાણી,
કર કાંઈક સુકર્મ કમાણી— હવે૦
તન તલ એક દિવસ ઓરાશે ફરે કાળની ઘાણી
સમય જવાનો ને રહી જાશે સારી નઠારી કહાણી:
કર કાંઈક સુકર્મ કમાણી— હવે૦

સુલ્તાના— ૨૬

બસ કર બદકાર નાર નાં તમા મુને લગાર:
હરકત હરવા મુજ કર અકલ અમલ છે અપાર-બસ૦
દઉં ઇનામ જે ગુલામ મુજપર કરી સરજોરી;
ચહશે ચિતે આરામ જકડી તેને કર જંજીર-બસ૦

દિલબર— ૨૭

આ હૃદય હીંચોળા ખાએ, આશા નિરાશા ઝુલે
જરી કરમાઇ ફરી ફરી ફુલે—આ હૃદય૦
ઘડીમાં ચડતું આકાશેએ
પડી ઘડીમા ભુપર ડુલે—આશા૦
હું તારાથી હારીરે એ
શીદ ભાવી મુને નવ ભુલે,—આશા૦

આફતાબ— ૨૮

કુદરતની સુખમય રીતિ એવી કુદરતની
અસતથી અલગ સમીપ રહે સતની;

સમા તેને નઃ્છતની—કુદરતની૦
કદી હળશે ચારદી સતત નથીજ ટકતી ત્યાં કદી.
મલીન ભુવન બદીનું બદન
નિરખી છટકી; નેકીનાં ઘરની
થતી વતની....સુખમયરીતિ એવી કુદરતની•

સુલ્તાના— ૨૯

શીદ હવે અટક અટક, પકડી પાડી પટક પટક,
ઝાલી કેશ ઝટક ઝટક; કરને શાન્ત ખટક ખટક—શીદ
શું મુજને બદબખ્ત બનાવા દઇશ સલામ તુજનેજાવા
કંઈક કર્યા છે કાવાદાવા, તેશુ માત્ર ગણેછે ઝાવાં;
પણ સત્તા મારી સમજાવીશ, પકડી પીંખી પદમાં લાવીશ
હાડચામ હોંશે કમરાવીશ, એ રડશે હું હૃદય હસાવીશ
ત્યારે ઠરીશ ઝેર કરીશ જરીન ડરીશ સુખથી ફરીશ;
હદ બ્હાર હવે હુશિયાર થઇ કરૂં ઉમેદો ઠાર.
ત્યારે બનીને લાચાર બનશે બહુ બહુ બેજાર;
ચાલ પુંઠે સટક સટક; લોહી પીવા ઘટક ઘટક—શીદ૦

## અંક ત્રીજો.

ામામ— ૩૦

લેજે તારાં બચાવી બાળકને,
રાજ પાટ ધન ધામ નામ તુજ અમો રાંકની પાસે;

પ્રેમ પેખ ના તુંય પિતાતો આશક બીજે ન જાશે—બા૦
હશે હરામી તે બદનામી થાવા જયાં ત્યાં ધાશે
અમો માત્ર ઓળખીએ તુજને પાળજે પ્રીતિથી પાસે બા

ગુલજાર— ૩૧

અહા અહા અહા દેખું સામે સુખડાં,
જાતી કુલાતી ન માતી કંચુકીમાં છાતી;
દશા રૂડાં ગીત ગાતી સુણી થાતી મદમાતી—અહા૦
હવે આ ગાલની લાલી શરાબનું પ્યાલું;
હસીને પ્યાના હોઠમાં પીવાને મને આલું;
ઠારૂં તન મન નયન નાજુકડાં—અહા૦

સુલ્તાના— ૩૨

અતિ ઉત્પાતનો ઉપાય હવે કેમ કરૂં,
જણાતો અંધકાર ઠાર ઠાર હાય ડરૂં—અતિ૦
સિતારો દિવસનો ફરી અરે શું સાંજ પડી;
ફરે છે દુશ્મનો વરૂનાં યુથ કયાં વિચરૂં—અતિ૦
જણાય જીંદગી આ વન હતો જે બાગ રૂડો;
બચાવ ઓ રહીમ ફકત તારી આશ ધરૂં—અતિ૦



ખુરશેદ— ૩૩

બખ્તાવર મુલક મશહુર, કરીને તર્ફદારી દુર.
કહું તે બયાન પર દઇ ધ્યાન, આપો ન્યાય હક સુલ્તાન

÷ ⁘ ⁘ ÷

નાનું ગામ દરિયાબાર, ત્યાં બખ્ત્યાર જાગીદાર,
સુલ્તાના તણો શરદાર, ઘરની નાર પરી અવતાર;
એ બેટા તણો એ બાપ, આવી મલેક પુરમાં આપ.
સુલ્તાના તેણો દીલદાર, થઈ આખર થયો બહુ ખ્વાર,

⁘ ⁘ ÷ ⁘

ઓરત પરણવાનો એક, છે અમ કાયદો બહુ નેક,
તેથી બના કુંવારો આપ, બેગમને ઠગી દઈ થાપ;
ભોગી ઓરતોની જાત, ઇશ્ક થતાં વધી જઇ વાત.
ખેલેરોજ ખુશીના ખેલ; ચમકયા અંતજાણી હમેલ:

* * * * *

સ્ત્રીએ ઢાંકવા બદકામ, જાહેર લગનની કરી હામ,
મુંઝાયો પુરૂષ પરણેલ, બચવું હતું બહુ મુશ્કેલ;

* * * *

દરીયાબાર પહોંચી વાત, આવી બાળ બે લઇ માત,
બાનુ શાહેનશાહ દરબાર, આપ્યા બેઉને ફીટકાર,
સુલ્તાના થઇ બેજાર, હીકમત કરી ગુપ્ત હજાર,
ચારને કરી બંધીવાન, મુકયો આપ પાસ ઈરાન,

* × * *

પ્યારની નાર અતિશય રાંક, તેપર મુકી ખોટો વાંક,
દઈને ઝેર લીધો જાન, બાળક મોકલ્યા વેરાન,
એતો વાત અટકી ત્યાંય, પણ શો ગર્ભનો ઉપાય,
દિવસો જેમ વધતા જાય, રંગત અંગની બદલાય;
કરવા એ ઉપાધી દુર, ખાનગી સ્વારી લઇ બહાદુર,
ચાલી રહેલગાપરઆમ, બદલ્યા વેશ સ્થિતીને નામ;
ગઈ નૈ.બાર ગામની માંહ્ય, ઉતરી શોધી એક સરાય,
જેથી ભેદ ક્યાંય ન જાય, પણ ધાર્યું ધણીનું થાય;

+ ※ ⁜ +

હું કંઇ કામ અર્થે ગામ, વળતા કર્યો ત્યાંજ મુકામ;
જાણી છળ કરી આ વાત, ત્યાંતો થઈ ગઈ મધરાત;
જન્મિ બાળકી તે વાર, સખી થઈ દાટવા તૈયાર;
નિર્દય તોય આખર માત, તેને રૂચી નહીં આ વાત;
શોધી કોઇ પ્રદેશી જન, તેને સોંપવા ફરજન્દ,
બેગમનું થયું ફરમાન. આવી દાસી મુજ મકાન,
પુછયો મારે. સહુ અહેવાલ, મેંપણ બનાવી કરીતાલ,
લઈગઇ તે પછી બેગમ પાસ, બોલીનાખી તે નિશ્વાસ;
મારૂ માનીતુ ખુલ ખુલ, જેના પર બધુ છે ડુલ,
તેને સોંપુ છું વિણ મુલ, સાચી માત થાઓ કબુલ;
તે પછી ચાલી અશ્રુધાર, બોલી જાઓ મમ ગુલજાર,
લોકીટ બાંધી કંઠ અમુલ્ય, સોંપ્યુ મુને પુત્રી ફુલ;

સ્વારી ગઇ સવારે દેશ, પોતે બ્રહ્મચારિણિ વેશ,
ધરીને કર્યું પાવન નામ, વદે દેવી કહી સહુ ગામ;
હું પણ પહોંચી મારે ઘેર ગુલને રાખી છાની પેર
પોષી આજ લગીસરકાર, થઇ ખુબસુરતીનો ભંડાર;

+ * *

વચમાં રહ્યું એહ બયાન, બે બખત્યારના સંતાન,
દુઃખસહીથયા વન હુંશીયાર, પહોંચ્યા મહીકાદરબાર
આપી તેને ત્યાગી રીસ, લશ્કરી નોકરી બક્ષીસ,
ત્યારથી આવતા મમ ઘેર, જેમાંથી થયો આ કેર;
દીલબર ભત્રીજી સકુમાર, થઇ મહેતાબની દિલદાર,
મોટા આફતાબથી પ્યાર, કરવા લાગી મમ ગુલજાર;
બેગમને થઈ આ જાણ, તેથી થઇ હ્રદય પાષાણ
કરીયાં તે પછી જે જે કામ, છે આમાં લખેલ તમામ;
તે વાંચી વિચારી વાંક, મન છોડ બચાવો રાંક,
જુઠી ઠરૂં તો લ્યો જાન, આપો ન્યાય હવે સુલ્તાન.

ખુશરોખાન— ૩૩

દઈ પ્યારીને ચારીની આવી નિશાની રિઝાવો,
જરીક ભુંકજો તક ન ચુકજો,

હીમજી—ભું ભું ભું ભું ભું.... દઈ૦

ખુશરો—ટટાર રહેજો પડીતે રહેજો વાલમ વન્સમોર દેજો

હીમજી—ભું ભું ભું ભું ભું

ખુશરો—બસ હવે તો ચાલો, દમકે ચાલો;
પુરો કબાલો, કરીને મહાલો, ખાઓને પાલો.
વાહ, વાહ, વાહ.... દઈ૦

તમામ— ૩૪

શીખામણુ લીધી બહુ સારી.
વડીલો તણી મતીને છણી;
છે સ્વિ....કા....રી....શીખામણુ૦
તજીએ ફરીશે મુરખા ઠરશે,
બહારથી સારા, આ સુધારા ને ધા....રી....શીખા૦
બંધારણુ જે કુદરતનું છે તે નહિં ફરશે:
તેનો ખરો લઈ આશરો,
ઘરને પરને લ્યો ઉ...ગા...રી....શીખામણુ

આફતાબ—— ૩૫

તારૂં પરવાના શમા બુઝાતાં શું થાશે,
કે.ને આધાર જીવશે;
આશકો મારી ઘ ( ફરીયાદને, સાંભળો કોઈ આપો દાદને
જુએ પ્યારા હાય. એ ચી સાર જાય
જુલમી એ ગણે મને એહિકસુખે ભયો.
આમુષ્મિકે પણુ હું ઠયો.
કહો એને અહીંથી જાય....... પરવાના૦

મહેતાબ— ૩૭

નિર્દય એ ભાવિ અઘટીત તું ફાવી,
રોતાને શાને રડાવે છે;
પ્રિય ભાઇની સગાઇને કસાઈ શાને,
હાથથી પડાવે છે.... ... .... ....નિર્દય•
ગરીબી જન્મથી આપી છે તે અમે રાખી.
પિતાને માત તણી ખોટ પણ અસહ્ય સાંખી,
છતાં જલ્લાદ મને લોહી તું ગયું ચાખી,
ભગી જખ્મમાં નિમક હસતું તમામ દુઃખ નાખી;
ફર અહેશાન, લે આ જાન, શીદ રખડાવે છે....નિર્દય

સુલતાના— ૩૮

જુટે ગજબી ગુનાહ વિચારી કંપારી,
મેં મમ હાથથી હણી ફુલવાડી,
કુહાડી કેરની ધારિ... .... ....જુટે૦
ક્યાંય ન ફાવી, વ્યર્થ રીબાવી, રાંકડી હાય ફુમારી;
પાપ અમાપ એ તાપની ભઠ્ઠી, આજ પ્રજાને ભારી
પ્રથમમેં શીદ વિસારી, કરી ન્યારી; જુટે૦



— [illegible] —વીરમગામ.